# હૅટ અને સાડી

“વ્હાલી, તારે બે વાગ્યા અગાઉ તૈયાર થઇ જવું જોઇએ. આપણે બાવન માઇલ દૂર જવાનું છે અને પાર્ટીનો સમય ૫ વાગ્યાનો છે.”

મિ. કૌશિક આઇ. સી. એસ. પાર્વતીપુર વિભાગનો જુવાન આસિસ્ટન્ટ કલેક્ટર હતો. જિલ્લા કલેકટર મિ. મોબરલિ આજે ઇવનિંગ પાર્ટી આપતો હતો અને તેમાં હાજર રહેવાનું મિસ્ટર અને મિસિસ કૌશિકને આમંત્રણ મળ્યું હતું.

મિ. કૌશિકે તો બધા હિંદુ વહેમોને બુદ્ધિપૂર્વક તજી દીધા હતા પણ તેની જૂના વિચારની વિધવા માતાએ પોતાના પતિ માટે શ્રાદ્ધ કરવા આગ્રહ કર્યો. જ્યારે પુરોહિતોના જાણવામાં આવ્યું કે મિ. કૌશિક પોતે ક્રિયા કરવા અગ્નિ પાસે બેસવાના નથી પણ તેને બદલે, તેને જરા યે તકલીફ ન પડે માટે, બ્રાહ્મણ પુરોહિતને બેસાડવાનો છે ત્યારે તેમણે આ ક્રિયા કરાવવા માટે મોટી રકમની માગણી કરી. મિ. કૌશિક પહેલાં જ્યાં નોકરીએ હતા ત્યાં આ ક્રિયા સસ્તે થતી પણ પાર્વતીપુર સનાતનીઓનું કેન્દ્રસ્થાન હતું અને ત્યાં ન્યાતજાતના રૂઢિરિવાજના ભંગ બદલ ભારે દંડ ભરવો પડતો હતો.

મિ. કૌશિકને આ વખતે ખર્ચ માટે સાલતું નહોતું, પણ જે દિવસે શ્રાદ્ધક્રિયા કરવાની હતી તે જ દિવસે કલેકટરને ત્યાં પહેલી જ વખત પાર્ટીમાં જવાનું તેને આમંત્રણ મળ્યું હતું, તેની મૂંઝવણમાં તે હતો. ‘મારે તે દિવસે બપોરે કલેકટર સાથે

બહુ જરૂરી કામકાજ છે ' એમ જણાવી શ્રાદ્ધક્રિયા જેમ બને તેમ જલદી આટોપી લેવાની તેણે પુરોહિતોને સૂચના આપી હતી. એક વખત તેમની માગણી પ્રમાણેની રકમ નક્કી થઈ ગઈ એટલે ગોરબાવાઓ બધી સગવડ સાચવવા તૈયાર હતા. તેમણે મોટી મોટી બાબતો જતી કરવાનું વચન આપ્યું અને મેલ-ટ્રેનની ઝડપે ક્રિયા કરવાનું સ્વીકાર્યું.

*

બપોરના બે વાગ્યા છે. શ્રાદ્ધક્રિયા ખૂબ ઉતાવળથી અને બેપરવાઇથી કર્યા માટે ડોસીમા જરા ચિઢાયાં તો હતાં પણ તેને પોતાના દીકરા પર અત્યંત પ્રેમ હતો અને વહુને જોઇને તો તે ગાંડી ગાંડી થઇ જતી.

જુવાન વહુના વાળ હોળતાં હોળતાં તે બોલી: “ મારા મરણ પછી તો ગોપાલકૃષ્ણ શ્રાદ્ધ કરવાનું પણ કાઢી નાંખશે.”

મિ. કૌશિકનું ખરું નામ ગોપાળકૃષ્ણ આયર હતું. પણ તે ઑાકસફર્ડ ગયો ત્યારે ત્યાં પોતાનું નામ બહુ જ લાંબુ લાગવાથી સુધરેલી ઈંગ્રેજી ફેશનનું અનુકરણ કરીને તેના ગોત્રથી ઓળખાવું તેણે પસંદ કર્યું. ત્યારથી તે મિ. કૌશિકના નામે ઓળખાતા.

ડોસીમાએ વહુને રાતો ચાંલ્લો કર્યો, વેણીમાં ફૂલોનો હાર ગૂંથ્યો અને પછી આ બધું બરાબર થયું છે કે નહિ તેની ખાતરી કરવા ફરીફરીને પાંચ સાત વખત તેના મોં તરફ જોયું અને જવાની રજા આપી.

“ વ્હાલી, તૈયાર થઇ ગઇ ?” મિ. કૌશિકે તેના ' ડ્રેસિંગ-રૂમ ' માંથી ઇંગ્રેજીમાં પૂછ્યું. તે પોતાની સ્ત્રી સાથે ઘણું કરીને ઇંગ્રેજીમાં જ વાતચીત કરતો કારણ કે બેવકૂફ હિંદની ભાષાઓમાં ' વ્હાલી ' અને ' પ્રિયે ' જેવા શબ્દો એ કહી શકતો નહોતો.

"હા, હું આવું છું," મિસિસ કૌશિકે જવાબ આપ્યો અને હસતી હસતી બરાબર સજ્જ થઇને પતિના ખંડમાં દાખલ થઇ. તેણે ઊંચામાં ઊંચી જાતની બેંગલોરી સાડી પહેરી હતી. સુંદર રાતી રેશમી સાડીથી તેનું સોનેરી બદન પૂર્ણતાથી દીપી ઊઠતું હતું.

તેને જોતાં જ આસિસ્ટન્ટ કલેકટર બોલી ઊઠયા: "વ્હાલી, તું સુંદર લાગે છે હં." આ સાંભળતાં તેનું મોં શરમથી લાલ થઇ ગયું અને તે વધુ સુંદર દેખાઇ. મૉટર-સાઇકલ બારણામાં જ તૈયાર ઊભી હતી. મિ. કૌશિકે તેને બાજુની બેઠક પર બેસાડી લીધી.

"ગુજરાતણોની પેઠે માથે સાડીનો છેડો નાંખી દે." મિ. કૌશિકે કહ્યું. "એટલે માથા પર ધૂળ ન પડે."

તેણે માથે હૅટ ઠીક કરીને મૂકી—બહાર જતાં તે હમેશ હૅટ પહેરતો—અને મૉટર-સાઇકલ દોડાવી મૂકી.

ફટ્-ફટ્-ફટટ્-ફટ કરતું તે યુગલ પાર્વતીપુર-મગાપટનમના રસ્તે ઊપડયું. તેનો વહીવટ લોકલબોર્ડના હાથમાં હતો, પણ રસ્તાની સંભાળ રહેતી નહોતી. તેમાં ઘણા જ ખાડાટેકરા હતા. એ તાલુકો બહુ આગળ વધેલો નહોતો.

એ રસ્તા પર મૉટર-સાઈકલ ભાગ્યે જ જતી. બળદગાડાને એક કોર કરવા માટે અર્ધા માઇલ દૂરથી તમારે ભૂંગળુ વગાડવું પડે. અને ત્યારે પણ કેટલાંક ગાડાં ખોટી બાજુએ જાય, કેટલાંક ખરી બાજુએ જાય, તો કેટલાંક કયી બાજુએ જવું તેનો નિશ્ચય ન કરી શકવાથી એમને એમ જ ચાલતા રહે. સ્ત્રી અને પુરુષોનાં ટોળેટોળાં, જાણે તેઓ કોઇ વિચિત્ર હાસ્યજનક પ્રાણીને જોતાં હોય તેમ, મોં વકાસીને અને દાંતિયાં કરતાં કલેકટર અને તેની સ્ત્રી તરફ એકી ટસે જોઇ રહેતાં. આખરે મુસાફરી પુરી થઇ.

આમ હાડકાં પાંસળાં હલમલી ગયેલા અને જરા નિરુત્સાહમાં મિ. કૌશિક કલેકટરના બંગલે પહોંચ્યા. પણ મિસિસ

મોબરલિ આકર્ષક રીતભાતવાળી બહુ સારી બાઇ હતી અને તેને ખાસ કરીને હિંદીઓની સોબતમાં મઝા આવતી.

"કેવું સારું ! કેવું સરસ રેશમ ! કેવાં મઝાનાં ફૂલ ! અને તમારા કાળા વાળ, આવા વાળ મને હોય તો કેવું સારું ! આ અમારા 'ગાઉન' કરતાં તમારી સાડી કેટલી સુંદર લાગે છે !" વગેરે વગેરે. દરેક માણસને સુખ લાગ્યું.

મઝાની મંડળી ઝામી હતી. વાતો કહેવાનો કાર્યક્રમ હતો. દરેક મજાકની વાત કરતો, અને મજાક હોય કે નહોય પણ દરેકને ખડખડાટ હસવું પડતું. મંડળીમાં એક ડેપ્યુટી કલેકટર હતો. તે જુવાન હતો ને બધાને ગમતો. તે ઘણો હોશિયાર અમલદાર ગણાતો અને જબરો વાત કરનાર હતો.

"હવે તમારો વારો, મિ. સાકેતરામ," મિસિસ મોબરલિએ કહ્યું. "તમારે સૌથી સરસ વાર્તા કહેવી પડશે."

"હા, વાર્તા તો છે, પણ આ મંડળીને લાયકની નથી." આંખના મિચકારા સાથે તેણે જવાબ આપ્યો.

"તમારે તે કહેવી જ પડશે," વાર્તા કહેવા માટે હમણાં જ વખાણ પામેલા મિ. કૌશિકે કહ્યું.

"પાછળથી તમે મારો વાંક ન કાઢવાનું વચન આપો છો ? મને લાગે છે કે તે વાર્તા ખરેખર ન જ કહેવી, અહીં તે નહિ ફાવે. હું કોઈ બીજી વાત કહું."

"ના, ના, તે જ કહો. અમારે તો તે જ સાંભળવી છે," દરેક જણ બોલી ઊઠયો.

"ઠીક, ત્યારે તે કહું. તે એક સાચી વાર્તા છે અને વધારામાં, તે આજે જ બનેલી વાત છે."

"આજે ? ચલાવો," બધાએ કહ્યું.

"તમે થોડી ચા લેશો, મિસિસ કૌશિક ?" તેના તરફ ફરીને મિ. સાકેતરામે પૂછ્યું.

"ના જી, થેન્ક યુ, તમારી વાર્તા જ સંભળાવો."

*

હું મારા જુક્તામાં બેસી પાર્વતીપુરને રસ્તે આજે આવતો હતો. તમે જાણો છો કે ભીમાવરમથી આવતો રસ્તો એ રસ્તાને પાપનાશમ આગળ મળે છે. ત્યાં હું થોડીવાર થોભ્યો. ડેપ્યુટી કલેકટરે તો જ્યાં રૈયતનાં ટોળાં હોય ત્યાં અટકવું જ જોઇએ. તમે જાણો છો કે તેણે તો રૈયતનાં સંબંધમાં રહેવું જ જોઇએ. એક આઇ. સી. એસ.ને એમ કરવાની જરૂર નથી પડતી."

મિ. મોબરલિ હસ્યા અને કહ્યું: "આ તમારા ઉપર કટાક્ષ છે, મિ. કૌશિક."

"ના, ના, મારી વાર્તા આગળ ચાલવા દો," મિ. સાકેતરામે આગળ ચલાવ્યું. "થોડાં માણસો ઊભાં હતાં ત્યાં હું થોડી વાર અટકયો. તેમણે મને શું કહ્યું હશે, કહો જોઉં ?"

"આગળ ચલાવો આગળ," વાર્તા મોળી પડે છે એમ ધારીને મંડળીએ કહ્યું.

"ઓણુ સાલ વરસાદ ઠીક આવ્યો છે ને ?" મેં પૂછ્યું. તેમણે બધાએ એકી સાથે 'ના' કહી અને ખેડૂતોની રીત મુજબ મારા તરફ તાકીને જોયું. પછી એક ઘરડો માણસ મારી નજીક આવ્યો અને ધીમા ગંભીર સ્વરે મને કહ્યું:

"બ્રાહ્મણ સ્ત્રીઓ પણ જ્યારે વંઠે અને સાહેબ લોક સાથે ભાગી જાય, ત્યારે સાહેબ, વરસાદ તે શેનો વરસે ?"

"અરે, એ વળી શું છે?" ચમકીને મેં પૂછ્યું. મને નવાઇ લાગી કે એ પછાત રહેલા ભાગમાં વર્તમાનપત્રોમાં ન આવ્યું હોય તેવું કાંઇ ઊંધુંચત્તું થયું છે કે શું?

એટલે તે વૃદ્ધ પુરુષે જવાબ આપ્યોઃ "સ્વામી! મેં નજરોનજર જોયું." કદાચ તે વૃદ્ધ અમારી બ્રાહ્મણોની મશ્કરી કરવાનો યત્ન કરતો હોય એમ માનીને મેં તેને જરા સખ્તાઇથી પૂછ્યુંઃ "ખરેખર, તેં જોયું?" "હા, સાહેબ! મેં મારી સગ્ગી આંખે જોયું. એ જોવું યે ભયંકર હતું અને ભાગ્યે જ માની શકાય. પણ મેં તો આજે જ, આ જ જગ્યાએ, આ જ આંખે, અડધા કલાક પહેલાં જોયું. પેલી રબ્બરની બનાવેલી જાદુઇ ગાડી નથી આવતી? પેલી, ખૂબ ઉતાવળે દોડે છે તે, ધૂમાડા કાઢતી જાય, ટપ્ ટપ્ ટપ્ ટપ્! એક હરામખોર ગોરો ટોપો પહેરીને પૈડાં આગળ બેઠો હતો અને સાથેની ગાડીમાં, સરસ ભૂરા રંગની ગાડીમાં, રાતી રેશમી સાડીવાળી, વેણીમાં ફૂલો ઘાલી એક બ્રાહ્મણ છોકરી બેઠી હતી. પેલા દુષ્ટ ગોરાને લઇને નાસી જવા માટે જાણે તે આનંદથી હસતી હતી. તેમણે અમને જોયાં ત્યારે પણ, સાહેબ, તેમને જરા શરમ ન આવી. ઉઘાડે છોક, કેટલું ભૂંડું! આપણી આ શી દશા થવા બેઠી છે. સાહેબ! પછી વરસાદ ન આવે તેમાં નવાઇ શી!"

"હવે મિ. કૌશિક, તમારી 'સાઇડ-કાર' ભૂરા રંગની છે?" મિ. સાકેતરામે આસિસ્ટન્ટ કલેકટર તરફ જોઇને પૂછ્યું.

"હા," શરમથી લાલ થઇ જતાં મિ. કૌશિકે જવાબ આપ્યો.

"અને મિ. કૌશિક, તમે હૅટ પહેરી હતી?" મિસિસ મોબરલિ બોલ્યાં. તે હસવું ખાળી શકતી ન હતી.

મૂંઝવણ સંતાડવા જતાં બિચારી મિસિસ કૌશિકથી દૂધનો પ્યાલો ઢળી ગયો.

"બહુ ખરાબ, મિ. સાકેતરામ, બહુ ખરાબ! તમારે આવી વાતો શોધવી ન જોઇએ," મિ. મોબરલિએ કહ્યું.

"હા, ખરું, તદ્દન ખરું છે," મિ, સાકેતરામે ટી-પાઇ ઉપરની ચીજો સરખી મૂકતાં કહ્યું. "એમાં કશું બનાવટી નથી. એક હૅટથી આવું થશે એમ કોઇ ન ધારી શકે."

કહેવાય છે કે પોતાની સ્ત્રી સાથે બહાર જતાં મિ. કૌશિકે ફરી કદી હૅટ પહેરી નહિ. પરંતુ તે દિવસથી મિ. કૌશિક અને મિ. સાકેતરામનાં મન ઊંચાં થઈ ગયાં.

# શ્વેતમુખનાં પક્ષી

## [ નવો હિતોપદેશ ]

"શ્વેતમુખે પેલાં પક્ષીઓને તેમનાં સુંદર પીંછાનાં લોભે પકડીને પાડયાં હતાં તેમને આવેલી શંકા જેવી આ શંકા છે." દમનકનું આ વચન સાંભળી સિંહે બગાસું ખાતાં કહ્યું: "એ વાર્તા શી છે ? મને કહે કહે." બપોરનો ધોમ ધખતો હતો, અને વનરાજની આંખો ઘેરાતી હતી. "મહારાજે વાર્તા સાંભળી નથી કે શું ?" એમ કહેતાં દમનકે કરટકને ઇશારો કર્યો કે વાર્તા ચાલે તે દરમિયાન બરાબર ચોકી રાખે. અધ–નમેલી આંખે પિંગલક બોલ્યો: "એ વાર્તા મને વિસ્તારીને વર્ણવી બતાવ." દમનક શૃગાલ પાછલા પગ ઉપર બેસીને વાર્તા સંભળાવવા લાગ્યો અને વચ્ચે વચ્ચે સિંહ ભર ઊંઘમાં આવી ન જાય એટલા સારુ તેને સચેત રાખવા પોતાનું ગુચ્છાદાર પૂછડું જમીન પર અફાળવા લાગ્યો.

શ્વેતમુખ નામે એક પારધી હતો. તેણે કેટલાંક સુંદર પીંછાંવાળાં પક્ષીઓને જોઇને આ પીંછાંથી મને ઘણો લાભ થશે એમ વિચાર કરી પોતાની જાળ પાથરી. જાળમાં સપડાતાં પક્ષીઓને પકડી પકડીને તેણે પાંજરામાં પૂર્યાં. ગરીબ બિચારાં એ પકડાયેલાં પક્ષીઓ આમ તેમ કૂદતાં હતાં, ઊડવાનો પ્રયત્ન કરતાં હતાં, પણ પાંજરાના સળિયા ભેદીને બહાર નીકળી શકે તેમ નહતું. શ્વેતમુખે પાંજરામાં મૂઠી દાણા નાંખ્યા ને પાણીની વાટકી પણ મૂકી. તેણે

તેમને પોતાની ભાષાના બે ચાર બોલ પણ પઢતાં શીખવ્યા. કેટલાંક પક્ષીઓ આ સ્થિતિને અનુકૂળ ન જ થઇ શકયાં, તેથી ઝૂરી ઝૂરીને મરી ગયાં. પણ કેટલાંક પક્ષીઓ ભૂતકાળને ભૂલી જતાં અને ભવિષ્યકાળનો વિચાર જ ન કરતાં શીખી ગયાં. તેઓ દાણા ચણતાં, પાણી પીતાં, પારધીએ પઢાવેલા બોલ પઢતાં. તેઓ મોજ કરતાં ને રોજ પારધીને પીંછાં ખંખેરી આપતાં.

એક દહાડો બહાર ભારે ઘોંઘાટ અને ફફડાટ સંભળાયો. પક્ષીઓનાં ટોળાંઓ જતાં અને આવતાં જોવામાં આવ્યાં. તેઓ બધાં ખુલ્લા ગગનમાં સ્વતંત્રપણે ઊડતાં હતાં. શ્વેતમુખનાં પક્ષીઓએ પાંજરામાં રહ્યાં રહ્યાં તેમનું તે ઊડવું જોયું. તેમના હૃદયમાં પણ ખળભળાટ જાગ્યો, તેમની પાંખોમાં ઊડવાની અને ખુલ્લા ગગનમાં વિહાર કરવાની તલપ થવા લાગી. તેઓ પાંજરામાં ઊંચાં નીચાં થતાં હતાં અને પાંજરાનાં સળિયાને પાંખોની ઝાપટો મારતાં હતાં તે પારધીએ જોયું. તેણે મનમાં જ કહ્યું: “ એ લોકોને જરા વધારે જગ્યા જોઇતી લાગે છે.” પછી તેણે એક મોટું પાંજરું કરાવીને પક્ષીઓને તેમાં રાખ્યાં. વળી પક્ષીઓને સંતોષ આપવાના ઇરાદાથી તેણે એ પાંજરાને વધારે રૂપાળું પણ કર્યું. પણ આટલું કર્યા છતાં પક્ષીઓ તો દુ:ખી જ રહ્યાં. “ એ લોકોનાં મગજ જરા બગડયાં લાગે છે!” એમ કહીને પારધી તો પોતાનાં અગત્યનાં કામો કરવા સારુ ચાલ્યો ગયો. તેને પોતાના નાના ભાઇઓની સાથે મોટી લડવાડ હતી, બીજી પણ ઘણી ઉપાધિઓ તેને માથે હતી. એક વૃદ્ધ પક્ષી જરા વિચારી હતો તે બોલ્યો: “ આપણે તેના આપ્યા દાણા ખાઇએ છીએ, તેનું આપ્યું પાણી પીએ છીએ, તેનું પઢાવ્યું પઢીએ છીએ, ખાઇએ પીએ છીએ, લહેર ઉડાવીએ છીએ, ને મસ્ત બનીએ છીએ. આ પાંજરામાં આપણને પૂર્યાં છે તે જુઓ. જો તમે તેના આપેલા

દાણાનો ત્યાગ કરશો, તમારી આજની દશાથી ખરેખર દુઃ
થશો તો તમે દૂબળાં થઈ જવાનાં, અને દૂબળાં હશો તો
પાંજરાના સળિયામાંથી તમે સહેલાઈથી નીકળી જઇ શકશે
પારધી આપણને શા સારૂ રાખે છે? આપણાં રૂપાળાં પીંછાં સા
આપણે ખાઇએ, પીએ, આનંદ કરીએ, અને એને રોજ પીં
આપીએ ત્યાં સુધી તે આપણને અહીં જ રાખવાનો. પણ
આપણે તેને અણખપતાં જ હોઇશું તો આપણને પાળવાની
ગરજ નહિ રહે."

આ સાંભળીને બધાં પક્ષીઓ બોલી ઊઠયાં: "અરે કા
તમે અમને નવાઇના સિદ્ધાન્ત શીખવો છો. અમે ભૂખ્યાં
કરીને રહી શકોએ? આપણે પક્ષી જાત રહ્યાં, પક્ષીઓ કંઇ ભૂ
લાગે ત્યારે દાણા ચણ્યા વિના રહી શકતાં હશે? અમને કો
બીજો માર્ગ બતાવો."

"ભાઇઓ, બીજો માર્ગ છે જ નહિ. એક દિવસ તમા
પાંખોમાં એટલું જોર હતું કે આવા તાર તો તમે રમતમાં તે
નાંખી શકત; આજે તમારામાં તે તાકાત રહી નથી. જો તર
સુંદર આસમાની આકાશમાં અને લીલાં લીલાં ઝાડનાં ઝૂંડે
વિહરવાની ગરજ હોય તો તમારે પારધીના દાણાનો ત્યાગ કર
દૂબળાં ને પાતળાં થઇ ગયે જ છૂટકો. એવાં થશો એટલે તમે
સળિયામાંથી નીકળી જઈ શકશો. સૂર્ય પિતાને સારુ અને ની
ગગન સારુ ને લીલાંછમ વૃક્ષો સારુ જો તમે ખરેખર ઝૂરતાં
હો તો તમે તેના દાણા શી રીતે ખાઇ શકો? તેનું ભણાવ્યું
રીતે પઢી શકો? તાજાં તર રહીને રોજ રોજ તેને પીંછાં શી ર
આપી શકો? તમે પારધીના કોઇ રીતના ઉપયોગનાં જ નહિ ર
તો કદાચ તે પોતે જ તમને ઉડાડી મૂકશે.

ઘણાં પક્ષીઓને ગળે આ વાત ઊતરી. "સાચું કહે છે" એમ કહીને શ્વેતમુખનાં દાણા ન ખાવાની સૌએ પ્રતિજ્ઞા લીધી.

પારધીએ જોયું કે "પાંજરામાં ખાધા વિના દાણા એમને એમ પડયા રહે છે, પક્ષીઓમાં કંઇક ખળભળાટ ચાલે છે, અશાંતિ વધતી ચાલે છે. પણ હશે, થોડા દિવસ રહીને એની મેળે સમી જશે," એમ કહીને તે પોતાને કામે વળગ્યો.

પક્ષીઓ દૂબળાં પડી ગયાં. એમનાં પીંછાંના મોહક રંગ ફીકા પડી ગયા. પારધીની છોકરીઓ રોજ પીંછાં ભેગાં કરતી તેમના મનમાં ફાળ પડી. તેઓ આ જોઇને મૂંઝવણમાં પડી. તેમણે જઇને શી હકીકત છે તે બધી બાપને કહી સંભળાવી. તેણે કહ્યું: "એ દહાડાનો ઊભરો છે, એની મેળે બેસી જશે."

કેટલાંક પક્ષીઓ ડોક મરડીને પોતાની કાયા જોતાં. સુંદર રંગ ઊડી ગયેલા જોઇને તેઓ અફસોસમાં પડયાં. તેઓ નિસાસો નાંખીને બોલ્યાં: "હાય હાય, આપણે કેવાં ફીકાંફચ થઈ ગયાં, કેવાં કદરૂપાં થઈ ગયાં!"

ઘરડા કાકા બોલ્યા: "થયાં છીએસ્તો. પણ વિચાર તો કરો કે આપણને પાંજરામાં પુરાવનાર કોણ છે? એ રૂપાળાં પીંછાં જ. આ આપણાં કદરૂપાં પીંછાં જ સૂરજ બાપજી પાસે આપણને લઇ જશે."

હવે, એ પરાધીની એક છોકરીને પક્ષીઓની બોલી આવડતી હતી. પારધીએ તેમને શીખવ્યા હતા તેટલા બોલ જ નહિ પણ જે ભાષા તેમને ભગવાને શીખવી હતી, જે ભાષા તેઓ અંદર અંદર બોલતાં હતાં, તે એ સમજી શકતી હતી. પક્ષીઓ અંદર અંદર જે બોલતાં હતાં તે એ સાંભળી ગઇ અને મામલો કેવો ગંભીર છે તે કળી ગઇ.

તેણે પક્ષીઓને કહ્યું: "એમ એકલાં કોઇની મદદ વગર તમે આવડા ગહન આકાશમાં શી રીતે જઈ શકશો ? તમારી પાંખોમાં તો બળ નથી. મોટાં ગીધ પક્ષીઓ, ગરુડો કે સમડીઓ આકાશમાં ઊડે એ બરોબર છે. તમે તો સાવ નાનાં છો, વળી નબળાં છો. તેમાં યે ખોટા વર્તનથી તમારી પાંખો તમે જીર્ણ કરી બેઠાં છો. હવે તમે શી રીતે ઊડી શકવાનાં ? પાંજરા બહાર તમે શી રીતે ઊડી શકવાનાં."

પક્ષીઓ બોલ્યાં: "અમે પ્રયત્ન કરીશું."

"ના, ના, ગીધ અને સમડીઓ તમને મારી નાંખશે. તમારું કલ્યાણ શામાં છે એ અમે સારી પેઠે સમજીએ છીએ. તમારે અહીં જ રહેવું ઇષ્ટ છે."

પક્ષીઓએ સામી દલીલ કરી: "આટઆટલાં નાનાં પક્ષીઓ સૂરજ બાપજીના રાજ્યમાં રહે છે, તેમને તો મોટાં પક્ષીઓ કંઇએ ખાઇ જતાં નથી."

પારધીની છોકરીઓ બોલી: "તમારી પાંખોમાં જરા જોર આવે અને તમે પોતાનું રક્ષણ કરતાં શીખો ત્યાં સુધી તો તમે રહો જ."

"પણ આ પાંજરામાં જ્યાં સુધી રહીએ ત્યાં સુધી અમારી પાંખોમાં જોર આવે જ કયાંથી ?" કેટલાંક પક્ષીઓએ પૂછ્યું.

"તમને દાણા તો નાંખીએ છીએ. ધરાઇને ખાઓ. પેલો ઘેલો બુઢ્ઢો પક્ષી ભરમાવે તેમ ભરમાવો છો શીદને ? દાણા ખાશો તો પાંખમાં કંઇક તાકાત આવશે, તેનો ત્યાગ કરીને ઠાલા મૂરખમાં કાં ખપો છો ?" એમ કહીને જરા છણકો કરતી છોકરી જતી રહી.

કેટલાંકને હવે લાગવા માંડયું કે પારધીની છોકરીની વાત ખરી છે. પ્રતિજ્ઞાને લીધે જે દાણા પાંજરામાં તેમના તજેલા પડયા હતા તે તરફ તેમની નજર જવા લાગી. કેટલાકે પ્રતિજ્ઞા તોડી નાંખી અને દાણા ખાધા, પક્ષીઓમાં ગોલમાલ, સંશય અને કુસંપ દાખલ થયાં. કેટલાંક પક્ષીઓએ મૂળથી જ પેલા ઘેલા પક્ષીની શિખામણ સાંભળી જ નહોતી, તેઓ મજાક કરવા લાગ્યાં અને મગરૂરીમાં પાંખો ફફડાવીને કહેવા લાગ્યાં: "જુઓ, અમારામાં કેટલું બળ છે ? હાથે કરીને તમે લોકો આપઘાત કરો છો. એમ સળિયામાં થઇને આજ સુધી કોઇ પાંજરા બહાર નીકળ્યું છે ? અને આવા સરસ દાણાનો ત્યાગ કરવો એનો અર્થ જરા વિચારી તો જુઓ. એ તે બનવા જોગ છે ?"

આ બધી વાત સાંભળીને પેલો ઘેલો પક્ષી દુઃખી થતો.

પારધીની છોકરીએ પોતાના બાપને બનેલી બધી વાત કહી. પક્ષીઓ વાતો કરે ને છોકરી તેમની વાતો સમજે એ તેણે માન્યું જ નહિ, પણ પેલા ઘેલા પક્ષીને ત્યાંથી કાઢીને બીજા પાંજરામાં તેણે એકલો પૂરી દીધો.

બધાંથી છૂટા પડતાં એ ઘેલો પક્ષી બોલ્યો: "જય થાઓ સૌનો. સૂરજબાપજીની પ્રાર્થના કરજો કે સૌને બલવાન કરે. તમે ફીકાં પડી જજો. લીલાં વૃક્ષ અને નીલ આકાશને પ્રાપ્ત કરવાનો એ જ એક ઇલાજ છે."

પક્ષીઓની વચ્ચે એ ઉત્સાહનો આપનાર વૃદ્ધ પક્ષી ન રહેતાં તેઓને તેમની ખોટ ભાસવા લાગી. સૌ દુઃખી થયાં.

પારધીની છોકરી આવીને થોડા તાજા દાણા પાંજરામાં નાંખી ગઇ. એની મીઠી મહેકથી પક્ષીઓનાં મ્હોંમાં પાણી છૂટયાં.

કેટલાંક પક્ષી બોલ્યાં: "ભાઇઓ, દઢ રહો. કાકા કહેતા ગયા છે તે પ્રમાણે જ કરો."

બીજાં બોલી ઊઠ્યાં: "અરે જાઓ જાઓ, કેવી અર્થ વગરની વાત! દાણા ન ખાવાને અને સ્વતંત્રતાને શું લાગે વળગે? રૂપાળાં પીંછાંની શોભાને અને આ પાંજરાને શું લાગે વળગે? આપણે કેવા ફીકાં અને બળહીન થઇ ગયાં છીએ એનો વિચાર તો કરો. ઠાલા લોકોને શા સારુ ભેગા થઇને હસાવો છો? દુનિયામાં બધાં પક્ષીઓ જુઓ. સઘળાં રૂપાળાં હોય છે કે નહિ?"

એટલે આવતાં કંઇક મોટો અજબ અવાજ આવવાથી વાર્તામાં ભંગાણ પડયું. સંજીવક નામના પોઠિયાનો એ અવાજ હતો. એ વિચિત્ર અવાજ સાંભળી પિંગલક જાગૃત થયો અને ખબરદાર થઇ પોતાના મંત્રીમંડળ સાથે મસલત કરવા વળગ્યો.

# મદિરાસુરની મોહિની

## ૧

"ચક્રપુરમાં બકાસુર નામનો એક રાક્ષસ હતો. દરરોજ તે પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે ચક્રપુરવાસીઓને મારી તેનો આહાર કરે. એનો અત્યાચાર ઓછો કરવાને માટે તથા મર્યાદિત કરવા માટે ચક્રપુરના મુખીઓએ તેની સાથે એક કરાર કર્યો. તેની શરત એ હતી કે રોજ ખાવાને સમયે એક ગાડીભર ભોજન બકાસુરને માટે મોકલવું. એ ગાડીભર ભોજન તથા તે ગાડીને ખેંચનારા બે બળદ તથા તે ગાડીનો એક હાંકનાર એટલું બકાસુરે ખાઇ લેવું. આ શરતનો બંને પક્ષે સ્વીકાર કર્યો અને તે મુજબ બધા નગરવાસી બકાસુરનો આહાર બન્યા. આ કથા મહાભારતની છે.

દારૂ એ કલિયુગનો બકાસુર નહિ તો શું? મદ્રાસ પ્રાંતના ગરીબ લોકો તાડીદારૂમાં રોજ જેટલું ખર્ચે છે તેટલા ખર્ચમાંથી એક જિલ્લાને ૧૦૦૦ ગુણ ચોખા મળી શકે એમ છે. એટલે એક જિલ્લાદીઠ એક બકાસુર છે, અને તેને માટે રોજ ૧૦૦૦ ગુણ ચોખા આપણે તૈયાર રાખવા જ જોઇએ. ગામના ગરીબ લોક, સ્ત્રી, પુરુષ, બચ્ચાં ભોજનમાંથી કાંઈક ને કાંઇક કાઢીને બકાસુરને બલિદાન ધરે છે. પેલો બકાસુર તો કેવળ પ્રાણ લેતો હતો. આ મદિરાસુર તો ગરીબના પેટ પર પગ મૂકીને સંતોષ નથી માનતો, તેના પ્રાણ લે છે એટલું જ નહિ પણ તેના ગૃહસ્થ ધર્મનો, તેના સદાચારનો, તેના સ્વાસ્થ્યનો નાશ કરે છે, અને

તેમ કરી તેના આત્માનો નાશ કરે છે. આ નવા બકાસુરમાંથી ગરીબોને મુક્તિ અપાવનાર કુંતીપુત્ર ક્યાં છે?

૨

મહાભારતમાં થોડી વાત છોડી દીધેલી છે, તે આપણે પૂરી દઈએ. કુંતીપુત્રે કહ્યું: "બકાસુરને હણી હું પુરવાસીઓને છોડાવીશ." પુરવાસીઓએ પહેલાં તો આનો વિરોધ કર્યો.

તેમણે કહ્યું: "આ રાક્ષસ અતિ બલિષ્ઠ છે. એનો વધ કરવો અશક્ય છે. એક વાર એને છેડયો કે પછી તે અત્યાચાર કરવા માંડશે, અને તેના અત્યાચારની સીમા ન રહેશે. નાહકનો પ્રયત્ન શા સારુ કરવો? અને ધારો કે એને મારી શકીએ તો પણ શું એવો બીજો રાક્ષસ એનું સ્થાન ન લે? આપણો દેશ રાક્ષસોથી ભરેલો છે. એક મરશે અને બીજો જાગશે, અને તે બીજો પહેલાના કરતાં પણ વધારે દુષ્ટ અને ઘાતકી હોવાનો સંભવ છે.

આજકાલ સંપૂર્ણ મદિરા–બહિષ્કારની સામે વિરોધ કરનારાઓના જેવો પેલો ચક્રપુરવાસીઓનો વિરોધ હતો. "લોકો ચોરીથી તાડી કાઢશે, દારૂ સંતાડી રાખશે, દારૂ છોડવો અશક્ય છે. પરદેશથી આવશે તેને કેમ અટકાવશો? જેમ ચાલે છે તેમ ચાલવા દો."

૩

એક ચક્રપુરવાસી ભારે દલીલબાજ હતો. તેણે વળી વધારે દલીલ કરી. અતિશય ચતુરાઈથી તે બોલ્યો: "બકાસુર ક્રૂર છે, દુષ્ટ છે એ વાત તો સાચી, પણ તેના ભોજનને માટે માત્ર બે બળદ, એક ગાડી ચોખા અને એક ગાડીવાન એટલું જ આપવું

પડે છે ના ? એ બકાસુરનો મલત્યાગ તો પહાડ જેટલો છે. એ આપણી ખેતીને સુંદર ખાતર પૂરૂં પાડે છે. જો એ બકાસુરનો સદંતર નાશ કરશો તો એ ખાતરનું આપણને નુકશાન થવાનું છે. એટલે એને મારવા પહેલાં વિચાર કરવો જોઇએ.”

આજકાલ સંપૂર્ણ મદિરા–બહિષ્કારની સામે આ પ્રકારની દલીલો આપણા રાજ્યધુરંધરો કરે છે. આજે એ લોકો કહે છે કે: “કરોડો રૂપિયાની આવક આપણને દારૂના મહેસૂલમાંથી થાય છે. એ આવક જશે તો બાળકોને કેળવણી કેમ અપાશે ?” આ ઉપમા અસભ્ય છે, એ ઉપમામાંથી દુર્ગંધ આવે છે એ હું કબૂલ કરું છું. પણ દારૂથી થતો કુલનાશ, સદાચારનાશ, સ્ત્રીઓનો અશ્રુપાત જોઇએ, અને આની સામે તેમાંથી થતી એકીઅજીઠી ઉપજને રાખીએ તો એ ઉપજની સાથે સરખાવવાને બીજું કયું ઉપમાન મળી શકે એમ છે ?

૪

વળી એક કથા છે. કેશ–વ્યાપાર (વાળનો વેપાર) કરનારો કાશીરાજ ઘણા સમય ઉપર યુદ્ધમાં કાશીરાજાને હરાવી અસુર વૃષપર્વાને રાજ્યનો અધિપતિ બનાવીને ગયો હતો. તે પોતાની પ્રજાનું પાલન જાણતો ન હતો. શહેરમાં મરકી ચાલી રહી હતી અને લાખો માણસોનું બલિદાન દેવાતું હતું. ગંગા કિનારે શબોના ઢગલા થતા અને લાખો સ્ત્રીઓ વિધવા થતી. તે વેળાના આચાર અનુસાર બધી સ્ત્રીઓ વિધવા થયે વાળ કઢાવતી, અને આ વાળના પણ ઢગલા થતા. રાજા આ કેશ એકઠા કરીને તેને વેચી વ્યાપાર કરવા લાગ્યો. જ્યારે તેને લાગ્યું કે મરકીએ શહેરમાં ઘર કર્યું છે ત્યારે તેણે પેલા વાળ વેચવાના હકનું લીલામ કરીને રાજ્યની ખર્ચીનો ઠીક પ્રબંધ કરી લીધો.

આ સમયે કાશીના વૈદમંડળની એક સભા થઈ અને વ્યાધિને નિર્મૂળ કરવાને માટે કોઇ ઔષધીની શોધ કરવાનો ઠરાવ થયો અને તે અનુસાર પહાડ અને જંગલમાં વૈદ્યો નીકળી પડયા. એક ઔષધી મળી આવી તે લઇને વૃષપર્વાની પાસે જઇ વૈદ્યો બોલ્યાઃ " મહારાજ ! આ ઔષધી દરેક નગરવાસીને આપવામાં આવે તો રોગ નિર્મૂળ થાય એમ છે. કૃપા કરીને એ વહેંચાવવાનો પ્રબંધ કરો." રાજાને એ વાત ગળે ન ઊતરી. એણે મંત્રીઓને બોલાવીને પૃછ્યું: " જો રોગ આ નગરમાંથી નાબૂદ થાય તો પછી વાળ કયાંથી મળશે ? અને વાળ જશે એટલે વાળના ઇજારામાંથી જે આવક થાય છે તે પણ પૂરેપૂરી બંધ થવાની. પછી રાજ્યખર્ચ શી રીતે ચાલશે ? કાંઇક રાજ્યખર્ચનું બીજું સાધન શોધીને પછી સુખે રોગનાશ કરવાના ઉપાય યોજો. પણ પહેલેથી એ ઉપાય લઇને રાજતંત્ર ચાલતું બંધ કરવાની વાત ન કરશો."

મંત્રીઓ ભણ્યાઃ " હાજી, હાજી."

આજકાલ દારૂમાંથી જે ઉત્પન્ન આવે છે એને કેશ–વ્યાપારનો ઇજારો કહીએ કે બકાસુરમલ કહીએ ? બંને ઉપમાન ઉચિત છે એમ હું માનું છું. સ્મશાનમાં જતા પતિઓના વિરહદુઃખથી થતાં વિધવાઓના આકાશભેદી કલ્પાંતની વૃષપર્વા ઉપર કશી અસર ન થઇ. પેલી આવક બંધ થશે તેનું શું એ જ વિચાર રાજાને પીડતો હતો ! આજકાલ ઉત્પન્ન થતું દારૂનું મહેસૂલ સ્ત્રીઓના આંસુમાંથી અને લોહીમાંથી ઉત્પન્ન થાય છે, આંસુ અને લોહીથી ભીનું થયેલું છે એમ કહેવામાં અતિશયતા છે કે ?

## ૫

એક વૃદ્ધ સ્ત્રી કૂવામાંથી આખો દિવસ પાણી ખેંચતી હતી. પણ પાણી ડોલમાં કેમે કરી આવે જ નહિ. ડોલમાં કાણું હતું. તે કાણું ન જોઇ તે ડોસી વિમાસણમાં પડી. " આ પાણી કેમ નથી

ભરાતું ?" પાસે કૂવો ખોદવાવાળો ઊભો હતો તે બોલી ઊઠ્યો: 'કેમ ડોસી, આ તમારો કૂવો છે ? હું કૂવો ખોદવાવાળો છું. જો તમારી મરજી હોય તો હું કૂવો ખોદવાનો શરૂ કરું. કૂવો ખૂબ ખોદવાથી પાણી ઉપર આવશે. હમણાં પાણી થોડુંક છે, પણ ડોલ ડૂબતી નથી !" ડોસીની પાસે પૈસા શેના હોય ? અને કૂવામાં પણ ખડકના થર ઉપર થર જામેલા હતા. પણ પેલાએ તો ખરો ઉપાય બતાવવાને બદલે કૂવો ખોદવાનો ઉપાય બતાવ્યો. આજે સરકાર કહે છે કે દારૂતાડીનું મહેસૂલ બંધ થાય તે પહેલાં કાંઇ નવો કર નાંખવો જોઇએ. ડોલમાં મોટું કાણું છે તે કોઈ બતાવતું નથી મોટો લશ્કરી ખર્ચ, અસંખ્ય પદવીઓ અસંખ્ય નિરર્થક હોદ્દા ભોગવતા અમલદારો મ્હોં ખોલીને બેઠા છે ત્યાં તે મ્હોં બંધ કરીએ, કે કરરૂપી કૂવો વધારે ખોદીએ ? પેલું મ્હોં ન બંધ કરીએ ?

મંત્રીઓ બોલ્યા: " આ શું કાંઇ જાણ્યા મૂક્યા વિના બકવાદ કરો છો ? તમે પોકારો છો કે 'લશ્કરી ખર્ચ બંધ કરો, લશ્કરી ખર્ચ !' લશ્કરી ખર્ચ શી રીતે બંધ થાય ? આજકાલનું રાજતંત્ર તમે સમજતા નથી. લશ્કર વિના એ તંત્ર નહિ ચાલે, દેશની સુરક્ષિતતા સરકાર વધારે સમજે કે તમે બકવાદ કરનારા વધારે સમજો ? રાજ્ય સરકારને જાળવવું છે કે તમારે જાળવવું છે ? અને એ ખર્ચ માટે બીજું સીધું અને સરળ સાધન ક્યાંથી મળે ? એટલે એ આવક ઉપર તો હાથ મૂકશો જ મા ! "

કોઇ કહે છે: " એવી ભૂંડી આવકમાં હાથ ન ઘાલો. તમારા જેવાએ પણ આવી આવક લેનારા રાજ્ય પાસેથી તમારો પગાર ન લેવા જોઈએ, એવા રાજ્યની નોકરી ન કરવી જોઇએ. " પણ મંત્રીઓને એ વાત ગળે નથી ઊતરતી. મંત્રીઓને પેલી છેદવાળી ડોલને માટે એકબીજાની માંહોમાંહે લડવું છે એટલે તે કોનું સાંભળે ? તેમને પોતાની જગ્યા કાયમ રાખવી છે, છેદ કાયમ રાખવા છે, અને કરના કૂવા વધારે ઊંડા ખોદવા છે.

# હાથે કાંતેલી કથા

[ **કથા** તે વળી હાથે કંતાતી હશે ? પણ રાજાજીએ એ કરી બતાવ્યું છે. 'યંગ ઇંડિયા'ને સારુ સૂતરની સુંદર કથા રચી છે તેને પોતે 'હાથે કાંતેલી કથા' કહી છે. તેની મતલબ તો એ થઇ કે રાજાજીએ કથા કયાંયેથી ચોરી નથી, તે યાંત્રિક નથી, પણ પોતે જે અનુભવો લીધા છે તેમાંથી ઘડી કાઢેલી છે. તેથી હાથે કાંતેલા સૂતર જેવી પવિત્ર બધા રસવાળી છતાં આ જિંદગીની જેમ કરુણરસ–પ્રધાન તે કથા છે, તેથી તે હાથે કાંતેલી કથા કહી શકાય. હાથે એટલે જાતે. આ રહ્યો તે કથાનો અનુવાદ.

**મો૦ ક૦ ગાંધી** ]

તામિલ પ્રાંતના એક દૂરના ખૂણામાં, રાજકાજ પડતાં મૂકી, પાર્થસારથી ખાદીનું કામ કરી રહ્યો હતો. તે અવિવાહિત હતો અને એની મા એની સાથે રહેતી હતી. કાલિયુર અને આસપાસનાં ગામડાંઓના લોકોમાં તેનું પ્રચારકાર્ય ચાલતું. ગરીબ પુરુષો અને સ્ત્રીઓ–ખાસ કરીને સ્ત્રીઓ–ને ગાંધીયુગની વાતો સંભળાવતો, અને તેમના ઉદ્ધારના માર્ગ બતાવતો. તેના પ્રચારને પરિણામે માળિયા ઉપરથી અનેક જૂના રેંટિયા ઉતારવામાં આવ્યા, અને ચાલુ થયા. અને તેનો ગુંજારવ શરૂ થયો એટલે ગામના સુતારને નવા રેંટિયા બનાવવાનું સૂઝયું. આ નવી રોજીનું સાધન થયું, એટલે 'કેમ તમારે રેંટિયો સુધરાવવો છે, કે નવા કરાવવો છે?' એમ ખેડૂતોને પૂછતાં તેનો હરખ માતો નહોતો. એ ગામડાંમાં જઇને એકાદ દિવસ જોઇએ તો પગદંડી ઉપર, માથે સૂતરથી ભરેલી તાડની ટોપલીઓ લઇને કાલીયુરના ગાંધી ખાદી

કાર્યાલય તરફ અર્ધે વસ્ત્રે અને પાવસ્ત્રે જતી ગરીબ સ્ત્રીઓની હાર જોવામાં આવે. કાર્યાલયમાં તેમની ભીડ થતી. કોઈ પોતાનું સૂતર તપાસે તો કોઇ તેના ઉપર ઉડેલી ધૂળ ખંખેરે, કોઈ પોતાની ટોપલીમાં રૂ દાબીદાબીને ભરતી હોય તો કોઈ પરસેવાનાં ટીપાં પાડી રળેલા પૈસા અને આના ફરીફરીને ગણી જતી હોય. ઘરકામમાંથી જેટલો સમય કાઢી લેવાય તેટલો સમય કાઢી તેમનો રેંટિયો તેઓ ચલાવ્યે જતી.

પોતાના ગૃહજીવનમાં થએલું આ પરિવર્તન જોઇને પતિઓનો આનંદ પણ ઉભરાઈ જતો હતો. બૈરાં આમ નવરાશના વખતમાં કામ કરી થોડું પરચુરણ લાવે તો બજારને દિવસે કામ લાગે એ કોને ન ગમે? ત્રણ ત્રણ વર્ષ થયાં સૂકવણાં પડયાં હતાં, બિચારા આકાશ તરફ મ્હોં વકાસીને, માથું ખંજવાળતા બેઠા રહેતા— આમાંથી કાંઇ આરો? ઘણાંક પરદેશ મજૂરીએ જવાને માટે પરદેશયાત્રાના કાનૂનકાયદા વિષે પૂછપરછ કરતા હતા. લંકા અને પૂર્વના બીજા ટાપુઓમાંથી બગીચાવાળાઓના આડતિયાઓ મજૂરો નોંધાવવાનું કામ ધમધોકાર ચલાવતા. ત્યાં તો એક દિવસ પાર્થસારથી કાલિયુર આવ્યો અને પોતાનું ખાદી કાર્યાલય ખોલ્યું.

પાર્થસારથીએ કૉલેજ કેમ છોડી, તેના બાપ નિરાશ થઇ કેમ ગુજરી ગયા, તેની મા કેટલી દુ:ખી થઇ, અને તેને કેવી રીતે આશ્વાસન મળ્યું, આખરે પાર્થસારથી કાલિયુર કેવી રીતે આવ્યો: એ બધી કથા જો જોઇતી હોય તો વળી કોઈક દિવસ કહીશ.

* * *

કોઢમાંથી ગાય છોડતાં છોડતાં એક વૃદ્ધ બૂમ પાડી કહ્યું: "પવાઇ, હું ઢોરને જોઇશ. તું તારે કાંત્યા કર, બાપુ! શનિવારને હવે બે જ દહાડા રહ્યા."

પાર્થસારથીએ આ ગામને માટે સૂતરનો દિવસ શનિવાર ઠરાવેલો હતો.

પવાઇએ કહ્યું: "સારું." ઘરમાં છોકરાની આંખ આવેલી હતી, અને રો રો કરતું હતું એટલે ઘેર બેસીને કાંત્યા કરવાની સલાહ તેને ગમી. પોતાના છાપરાની આગળના આંગણામાં રેંટિયો કાઢયો અને બેસવાની માંચી અને પૂણીની ટોપલી લઇને તે મંડી.

આસપાસનાં ગામડાંમાં પણ આની આ જ કથા. પુરુષોએ ખેતરનું અને ઘરનું મોટું કામ ઉપાડી લીધું, અને સ્ત્રીઓ, ઘરડી જુવાન સૌ, રેંટિયો ફેરવવા લાગી. ઘરડીનું બિચારીનું આમ તો ગજું શું? પણ આ રેંટિયાના પુનરુદ્ધારે પોતાનો કસબ હાથ લાગ્યો એટલે જુવાન સ્ત્રીઓને તેઓ હંફાવવા લાગી. જુવાન સ્ત્રીઓનું સૂતર જાડુંપાતળું અને રાંઢવા જેવું નીકળે ત્યારે ઘરડીઓ તેમની ઠેકડી કરતી. તેમનો હાથ બેઠેલો હતો, એટલે આંખે સૂઝે નહિ અને આંગળી ધ્રૂજતી હોય તો યે, રમતાં રમતાં તે સુંદર સૂતર કાઢતી. જુવાનોને હજી આ કળા લાધી નહોતી, પણ ધીમે ધીમે સૌનો હાથ બેસવા લાગ્યો અને પાર્થસારથી આ નવી શીખાઉઓનું સૂતર પણ સુધરતું જોઇને ફૂલાતો હતો.

"નાનપણમાં શીખતાં કાંઇ વાર લાગે?" તે પોતાના જાની દોસ્ત અને સાથી સુબ્રહ્મણ્યમને કહેતો.

સુબ્રહ્મણ્યમને પેલી ધ્રૂજતી લથડતી ડોસીઓને માટે પક્ષપાત હતો, અને છોકરીઓ ખરાબ સૂતર કાંતી લાવે તો ચટ તેના રોજમાંથી પૈસા કાપી લેવાને તૈયાર થતો. તે કહે: "આવું સૂતર લઇને વણકર શું કરે? એમાંથી જાડા કોથળા થાય!"

પણ પાર્થસારથી કહે: "બધાં ઝપાટાબંધ સુધરી જવાનાં. જો, આ જો" કહીને તેણે હમણાં જ તપાસેલી સૂતરની એક આંટી તેના તરફ ફેંકી.

આમ દર શનિવારે સૂતર આવ્યે જતું અને કાર્યાલયની ભીંત સાથે ખડકાતાં રોજ રોજ મોટો થતો જતો સૂતરનો ઢગલો જોઈને પાર્થસારથી અને તેના સાથીઓ ખુશ થતા.

*                    *                    *

કાલિયુર કાર્યાલયમાં ખાદીની ઉત્પત્તિ વધવા લાગી. વળી પાછું સુકવણું પડયું, કૂવામાં પાણી સૂકાઈ ગયાં. ખેડૂઓ બિચારા પાછા વિમાસણમાં પડયા. સ્ત્રીઓને તો વિચારવાનો કે ચર્ચા કરવાનો સમય નહોતો. તે તો બિચારીઓ આખો દિવસ તે ભલી અને તેમના રેંટિયા ભલા—દિવસ અને ચાંદરણી રાત. પાર્થસારથીનું નાનું કાર્યાલય આ લોકોને પહોંચી વળતાં થાકયું. તેના રૂના ઢગલા તો સૂરજમાં હિમ પીગળી જાય તેમ ઝપાટાબંધ ઊપડી જતા. સૂતરની ટોપલીઓ એટલી તો આવવા લાગી કે એ બધા સૂતરને કયાં ખડકવું એ પણ સવાલ થઈ પડયો. ગામનો પટેલ ભલો હતો, અને તેની સાથે દોસ્તી હતી એટલે તેણે સૂતરને ભરી રાખવાને માટે એક ખાલી છાપરું શોધી આપ્યું. સૂતર આવે તેટલું વણાવતાં અને વણાય તેટલું વેચી નાંખતાં તેને મુશ્કેલી પડવા લાગી. તેણે ઉત્તરમાં પોતાના કેટલાક મિત્રોને લખી પોતાની મદદે આવવા કહ્યું. કેટલાકને આમાં રસ પડયો, અને બીજા મિત્રોને પણ મદદ કરવાને કહ્યું. આખરે મુંબઈના ખાદીરાજા જેરાજાણીની સાથે નિયમિત ખાદી લેવાનું ઠર્યું. આ થયું એટલે વળી કાંતવા માટે રૂની માંગ વધી, અને બધાં ગામડાંઓમાં જાગૃતિનો પાર ન રહ્યો. કાલિયુરમાં તો જ્યાં જોઈએ ત્યાં ઉત્સાહ અને જીવન. કાલિયુરમાં ચાલી રહેલી અદ્‌ભુત પ્રવૃત્તિ જોવા દૂરદૂરનાં ગ્રામડાંઓના લોકો ઉભરાતા.

“તમારી ખાદી સારી છે, પણ હજુ સુધારો થઈ શકે એમ છે. થોડી વટ ન કરી શકો? તો ઝટ ઊડી જશે.”

ખાદીરાજાનો ઉપર પ્રમાણે એક દિવસ પાર્થસારથી ઉપર કાગળ આવ્યો. પાર્થસારથી કાગળ વાંચીને હસ્યો, અને મનમાં બોલ્યો: "જેરાજાણીની દુકાનમાં માલ જરા પડી રહેલો લાગે છે. એટલે હવે એને કુમાશ જોવાની ફુરસદ મળી છે."

પાર્થસારથીએ વણકરોને કહ્યું કે ભાઈ જરા ઘટ્ટ વણતા જાઓ. જેરાજાણીને હવેનો માલ ગમ્યો અને તેણે પાર્થસારથીને ખાસ ધન્યવાદ આપ્યો. થોડા વખત પછી પાછો એક કાગળ આવ્યો: "કુમાશ સુધરી છે, અને ઘરાકોને ખાદી પસંદ પડી છે. પણ બધા તાકા એકસરખા નથી હોતા. તમે વણકરોના ઉપર જરા વધારે ચીવટ રાખતા જાઓ."

આવો ખાદીરાજાનો કાગળ આવ્યો. જરૂર મુંબઈમાં ખાદીના બજાર પાછા મંદ પડ્યા હોવા જોઈએ.

"આમ તે કાંઇ ચાલે કે?" સુબ્રહ્મણ્યમ ચીડાઇને બોલ્યો, "આ માણસ આપણને ચૂસવા માગે છે."

"ના, ના," પાર્થસારથીએ કહ્યું, "ભાઇ, એણે પણ એના ગ્રાહકને સંતોષવા રહ્યા ને? અને તેમ ન કરે તો એનો માલ શી રીતે ખપે અને આપણને મદદ શી રીતે કરે?"

પાર્થસારથી વણકરો સાથે જરા કડક થવા લાગ્યો. ગુરુવારનો દિવસ વણકરોને પોતપોતાના તાકા લઈને આવવા માટે નક્કી થએલો હતો. પાર્થસારથીએ દરેક તાકાને બરોબર તપાસી તેની ખોડ વણકરોને બતાવવા માંડી. એક બે અઠવાડિયાં પછી તે કુમાશ ઉપર એટલો તો ભાર દેવા લાગ્યો કે તેણે સૌને ચેતવણી આપી કે અમુક કસોટીથી જે માલ ઊતરે તેની વણાઈ ઓછી આપવામાં આવશે.

વણકરોને આ નવી પદ્ધતિ ન ગમી, કેટલાકે વિરોધ કર્યો, પોતાના હિસાબ કરી લીધા અને પોતાના જૂના ધણી મિલના

સૂતરવાળા વેપારીઓની પાસે ગયા. પણ ઘણાકને થયું કે એમ કરવામાં માન અને ધન બંનેની હાનિ છે, કારણ તેમને તો તેઓ એકવાર બાર હાથના નમસ્કાર કરીને આવ્યા હતા. એટલે પાર્થસારથીનું ગાડું ચાલ્યા કીધું.

*   *   *

જેરાજાણીની માગણી પહેલાં જેટલી ઝડપથી આવતી નહોતી. એટલે એક કાગળમાં પાર્થસારથીએ પૂછ્યું: "કેમ, માલ હવે ગમે છે ના?"

થોડા દિવસ રહીને કાગળ આવ્યો:

"વણાટમાં એકંદરે સુધારો તો છે. તમે વધારે કાળજી આપી રહ્યા છો તેથી આનંદ થાય છે. પણ હજી ખામી ઠીક ઠીક છે. અમારે તો અમારા ઘરાકોને રીઝવવા રહ્યા. તેઓને મિલના કપડાંની સફાઈ જોઇએ. અમે તમને મદદ કરવાને તો તૈયાર છીએ, પણ તમારે પણ જાણવું જોઇએ કે માલ તુરત ખપે એવો ન હોય તો અમારું શું ચાલે?"

પાર્થસારથીનું ગાડું ગબડયે જતું હતું. જ્યારે વણકરો કપડું લઇને આવે ત્યારે તેને ચીડાવું પડતું. દયા દિલમાં આવતી હોય, અને કડક થયા વિના ચાલે નહિ.

પહેરણની ખાદીનો એક ટુકડો આવ્યો હતો તે જોઇને તેણે એકવાર કહ્યું: "આ આવું કેમ? આ જગ્યાએ વણાટ આછું અને ઘટ કેમ છે?" વણકર બિચારા રીઢા થઈ ગએલા હતા. આ વણકરે જવાબ આપ્યો: "હવે વધારે સારું વણશું."

"એ નહિ ચાલે. આ વખતે ચાર આના કાપી લઉં છું."

"ઓ બાપ! એમ તે થાય? મારા પેટ ઉપર પગ ન મૂકો, ભાઇ!" વણકર મોટે સાદે બોલ્યો.

અર્ધાક કલાક સુધી પેલાની વીનવણી, અને પાર્થસારથીની બહારની કડકાઇ ચાલી રહી. આમ ઘણો સમય ગયો, પણ વણાટ

અને કુમાશ બીજી શી રીતે સુધારાય? અને મુંબઇના ગ્રાહકોને શી રીતે રીઝવાય? મુંબઇગરાઓ તો મિલના કાપડ જેવી જ ખાદી હોય તો પહેરે.

"આ નહિ ફાવે. આપણી ખાદી અહીં જ ખપાવવી જોઇએ." પાર્થસારથીએ એક દિવસ સુબ્રહ્મણ્યને કહ્યું.

સુબ્રહ્મણ્યમ હસીને બોલ્યોઃ "આ લોકોને એક ધોતિયાનો દોઢ રૂપિયો આપતાં તો બાપના બાપ આવશે—મિલનાં ધોતિયાં એટલી જ કિંમતમાં એ મળે ત્યાં સુધી શી આશા રખાય?"

પાર્થસારથી બોલ્યોઃ "વાત સાચી. પણ આપણે પ્રયત્ન કર્યે જ છૂટકો છે. આપણે બજારો દર અઠવાડિયે ભરાય છે ત્યાં જઈએ. આપણાથી મુંબઇના સુરીઆની ફક્કડોને માટે વેતરાં ન થાય."

* * *

"આ શું? જોને અહીં વાણા કેટલા ઓછા છે? આ મચ્છરદાની વણી છે કે ધોતિયું? આને માટે પૈસા ન મળે. એ તું જ લઇ જા."

"ઓ બાપ! એને હું શું કરું?"

"સુબ્રહ્મણ્યમ! આ માણસને કહી દો કે અમને આવો માલ ન પરવડે. એને કહો કે એ ઘેર લઇ જાય અને બહાર વેચી આવે અથવા સૂઝે તે કરે. હું બીજાના તાકા જોઉં છું. એ એકલા ઉપર બધો વખત શી રીતે આપું?" વણકર બિચારો ભોંઠો પડયો, સ્તબ્ધ ઊભો રહ્યો. પાર્થસારથી આ વેળા ખરેખર ચીડાયો છે એમ એ સમજ્યો. અગાઉ પાર્થસારથી ગમે તેટલું ચીડાય પણ તેની કડકાઇ અને ધમકીથી ગરીબ વણકરોને થથરાટી નહિ છૂટતી. ગમે તેટલી કડકાઈ કે સખ્તાઇ હોય તો પણ

આંખમાં દયા હોય તે છૂપી રહે? ગરીબની શકરી આંખ દયાને ઓળખ્યા વિના રહે? પણ આજે તો પાર્થસારથી સાચે જ ચીડાયો હતો.

"અહીંઆં શા સારુ ઊભો છે? એ ચાલવાનું જ નથી. અતિશય ખરાબ કપડું છે. જા અહીંથી." પાર્થસારથીએ ક્રોધમાં તાકો ફેંકી ગર્જના કરી અને બીજા માણસનો માલ તપાસવા માંડયો.

"પણ, સાહેબ...." વણકર બોલવા જતો હતો.

"ના ના" કહી પાર્થસારથીએ તેને તોડી પાડયો.

વણકર બોલ્યો: "આ અઠવાડિયે મારો છોકરો મરી ગયો."

પાર્થસારથીએ શરમાએલે મોઢે ઊંચે જોયું.

વણકરે પોતાની કથા આગળ ચલાવી: "ને સાહેબ, એની માયે માંદી છે. ઇશ્વર જાણે તેનું શું થશે. ઘરમાં કશી વાતનું ઠેકાણું નથી. એવામાં કામમાં ચિત્ત શેનું લાગે? શાળને કોરે મૂકવી પડત. પણ ચૂલે હાંડલાં ચડાવવાં જોઇએને? એટલે મેં શાળ ચલાવી. પણ હાથ શાળ પર હતા ત્યારે મન બીજે કામ કરતું હતું. ભાઈ, આ વેળા જવા દો. અત્યાર અગાઉ મેં કોઈ વાર તમને નાખુશ કર્યા છે?"

આ વેળા જરા હળવો પડી પાર્થસારથી બોલ્યો: "એ તે કંઇ કારણ કહેવાય કે? હું આવા કપડાંને કરું શું? ઘરાકને હું કહું કે વણકરનો છોકરો મરી ગયો હતો?"

"ભાઇ સાહેબ, આટલી વાર જવા દોને."

"ના, આ તાકો તો નહિ જ રાખું. લઇ જા એને ઘેર." એકવાર બોલી ચૂકયો એટલે પાર્થસારથી નિશ્ચય શી રીતે ફેરવે?

ગરીબ વણકર રોતાં રોતાં બોલ્યોઃ " મારું સત્યાનાશ જશે. મારાં છોકરાં આ અઠવાડિયે ભૂખે ટળવળશે. " આટલું બોલી ધરતી પર લાંબો થઇ પાર્થસારથીના ચરણસ્પર્શ કરી માફી માગવા લાગ્યો.

" સુબ્રહ્મણ્યમ, આપો આ માણસને પૈસા. " " પણ જોજે હવેથી આવાં બહાનાં નહિ ચાલે. તારો છોકરો કેવડો હતો ? "

" અરે ! જુવાનજોધ સત્તર વરસનો. " ગરીબ વણકર બોલી ઊઠયો. " કેટલાં વરસ થયાં એને હું વણાટકામ શીખવતો હતો. અને હવે શાળ પર બેસતો થયો હતો અને ઘડપણમાં મને મદદ કરતો થયો હતો ત્યાં તો ઇશ્વરે એને બોલાવી લીધો. "

બાકીના તાકા મૂંગા મૂંગા જોવાયા. પાર્થસારથીની ટીકા કરવાની હિંમત જ ન ચાલી. આપણે કંઇક કરીએ ને પાછું તે ન સુધારાય ત્યારે જેમ પસ્તાતા વિમાસતા બેસીએ છીએ તેવી દશા પાર્થસારથીની હતી. જમતાં પણ એની એ જ વૃત્તિ રહી. તેની માએ પણ કંઇ સવાલ પૂછ્યા વિના તેને પીરસ્યું.

એ રાત્રે એને બહુ થોડી ઊંઘ આવી. સવારે વહેલો ઊઠી પથારીમાં બેસીને પ્રાર્થના કરી તે સ્વસ્થ થયો. બીજે દિવસે પાછો તે આનંદી દેખાવા લાગ્યો. તેની મા અને સુબ્રહ્મણ્યમ્ બન્નેનો જીવ હેઠે બેઠો.

* * *

પાર્થસારથી બોલ્યોઃ " આ એકધારા વણાટ માટેની માગણી અર્થ વિનાની છે. ખાદી એટલે ખાદી. એમાંથી વણકરના સુખ દુઃખને તમે કેમ અળગા કરી શકો ? આજે વણકર આનંદમાં હોય અને તેનાં હાથ, પગ અને આંખ સરસ રીતે કામ કરતાં હોય. કાલે તેને દુઃખ આવી પડે. પણ દુઃખમાં યે તેનાથી શાળ છોડાવાની ? અને એક દિવસ શાળ છોડે તો બીજે દિવસે તેને

દોડાદોડ કરવી પડે. એ સંચાની શાળમાં જેમ કૃત્રિમ રીતે કાંઠલો જાય અને આવે તેમ અહીં કંઇ બનવાનું હતું ?"

સુબ્રહ્મણ્યમ્ તો વણાટશાસ્ત્રી હતો. એટલે તેણે પાર્થસારથીની ટીકાનો અર્થ પોતાની રીતે કર્યો.

"સાચી વાત છે. સૂતરને ગમે એટલું સરખું કરીએ તો પણ ખાદીમાં સરખાપણું શી રીતે આવે ? ક્યાંક વાણો પાતળો હોય તો વણાટ આછું દેખાય. એમાં આપણું ન ચાલે. હમેશાં વણકરનો કંઇ થોડો જ વાંક હોય છે ?"

"આપણે આ મુંબઇગરાઓને કહી દેવું જોઈએ કે હાથશાળ અને રેંટિયામાંથી તેમણે મિલના કાપડની આશા ન રાખવી. હાથશાળ તે હાથશાળ અને રેંટિયા તે રેંટિયા."

"બરાબર," સુબ્રહ્મણ્યમે ટાપસી પૂરી, "અને ગાંધીએ કાંઇ કાલિયુરમાં તેમને માટે મિલ નથી ઊભી કરી, કે જ્યાં મિલ બંધાવ્યાના પૈસા ખર્ચ્યા વિના મિલનું કાપડ મળે."

સાચું જ તો. ગાંધીએ તો ગૃહઉદ્યોગ ઊભો કર્યો છે અને તેમ કરીને હજારો સ્ત્રી–પુરુષોની સેવા કરી છે. ફેશન અને ટેસ્ટવાળાઓએ દરિદ્રતા અને દુઃખમાં થતી સેવામાં સૌંદર્ય ભાળવું પડશે, સુંદર કુમાશ અને સરખા વણાટની આશા ન રાખવી.

આમ ખાદીના માનસશાસ્ત્રની ચર્ચા ચાલી રહી હતી ત્યાં ઉતાવળે પગલે એક ડોસી આવી અને પાર્થસારથીના પગ આગળ થોડા પૈસા ફેંકી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

"પણ છે શું ?" પાર્થસારથીએ હસતાં હસતાં પૂછ્યું. ધૂળ જેવી વાત માટે રોવાની આ કાંતનારી સ્ત્રીઓની ટેવની તેને ખબર હતી.

"ભાઇસાહેબ, લ્યો તમારા આ પૈસા. મારી આંધળિયાની લાકડી એક વિધવા દીકરીને હમણાં જ દાટીને આવી છું, હવે મારે જીવવું શા સારું?"

"પણ છે શું?" પાર્થસારથીએ પાછું પૂછ્યું.

"મને મરવા દો. આ લ્યો તમારા પૈસા; મારે નથી જોઇતા."

"મૂરખ થા મા, રોતી રહી જા અને વાત તો કર કે તારે જોઇએ છે શું?" પાર્થસારથીએ દયાભર્યે અવાજે કહ્યું.

"ભાઈસાહેબ, રામકૃષ્ણ કહે છે કે મારું સૂતર આ વેળા બહુ જાડું છે, અને એકસરખું નથી, અને એમ કહીને મારો એક આનો કાપી લીધો છે. આ બધા દિવસ સૌથી સારામાં સારું સૂતર મારું નહોતું આવતું કે? ઘણીયે વાર મેં મારી દીકરીને પણ કહ્યું છે કે બીજાની જેમ ગમે તેવું સૂતર ન કાંતતાં તેણે કાળજીથી સુંદર સૂતર કાંતવું જોઈએ. અમારું સૂતર તો જાણે રૂપેરી તાર જેવું હમેશાં રહ્યું છે. સૂતરની જેને કાંઇ પણ ગમ હોય એવા કોઇ પણ વણકરને પૂછો ને?" આટલું બોલી તે પાછી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી અને તેના રોવામાં તેના શબ્દ ડૂબી ગયા.

સુબ્રહ્મણ્યમે તેને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું: "સારું સૂતર હોય તો સારા સૂતરની કંતાઇ મળે અને ખરાબ હોય તો કંતાઇ ઓછી મળે. સૂતર સરખું ન હોય તો વણકર શું કરે? કાલે જ વણકરો બૂમ પાડતા હતા."

એટલે ડોસીએ લંબાણથી કથા કહી: "લેઈ લો તમારા પૈસા; નહિ જોઇએ. મારી નોંધારાની આધાર, આંધળિયાની લાકડી મારી દીકરી આ દુ:ખી જગતમાં જેમ તેમ દહાડા ગાળવામાં મદદ કરતી હતી તે બિચારી એક દિવસના તાવમાં

પરમ દિવસે મરી ગઇ. પણ ઈશ્વરે મને નહિ બોલાવી લીધી, કે ખાધા વિના કેમ જીવવું એ યે ન બતાવ્યું. ચોખાનું ધોણ પીને પાપી પેટ ભરવા માટે રડતાં રડતાં અને આંસુ લૂછતાં લૂછતાં મારે કાંતવું પડયું કે જેથી અઠવાડિયાનું મારું સૂતર ઓછું ન થાય. આ દુઃખમાં સૂતર જરા જાડું યે થયું હોય, મારા જેવી ગરીબને શા સારુ સતાવો છો? મારી પડોશણ પાસે મેં પૈસા ઉધાર લીધા— ઇશ્વર ભલું કરે બિચારીનું—મારા ઘરમાં દીકરીને ભોંયે નાંખેલી હતી અને એક પૈસો નહોતો ત્યારે તેણે મદદ કરી. ગયા બજારના દિવસે બાજરી ખરીદવામાં મારા બધા પૈસા ગયા. બે અઠવાડિયામાં પડોશણને એનો રૂપિયો પાછો આપવો પડશે. અને મારી છાતી ફાટતી હતી છતાં પણ મેં કાંત્યું. તે સૂતરને માટે તમે એક આનો ઓછો આપો છો? આવતે અઠવાડિયે તો કદાચ તમે બે આના કાપી લેશો. મારે મારું પેટ શેણે ભરવું અને કરજ કેમ ચૂકવવું? બળ્યું મારું જીવ્યું."

"સુબ્રહ્મણ્યમ" પાર્થસારથીએ કહ્યું, "જા સૂતરખાતામાં અને રામકૃષ્ણને કહે કે આ બાઈના પૂરેપૂરા પૈસા ચૂકવે. એને પૈસા આગળથી શા સારુ ન આપવા? જાઓ ડોસી, જાઓ, તમને પૂરા પૈસા મળશે, રોશો મા."

ડોસીએ પૈસા વીણી લીધા અને ચાલતી થઈ.

"આ સવાલનો કેમ ફડચો કરીશું?" પાર્થસારથી પોતાની માને માટે કૂવેથી પાણી કાઢવા જતાં જતાં પોતાના મન સાથે મોટેથી બોલ્યો.

કૂવે ઘડો લઈને ઉભેલી તેની માતાએ ડોસીની કરુણ કથા સાંભળી હતી. તેણે નિસાસો નાંખ્યોઃ "બાપડી ડોસી!"

# સરસ્વતી ગ્રન્થમાળા માટેના

## અભિપ્રાયો

ગૂજરાતમાં આજ સુધીમાં આરંભાયેલી અને અસ્તિત્વ ધરાવતી તમામ ગ્રન્થમાળાઓમાં સાહિત્યના પ્રકાર અને સસ્તાપણામાં કદાચ આ માળા સૌને પાછળ મૂકી દે છે...ઇચ્છીએ કે ગૂજરાત આ નવીન ગ્રન્થમાળાનો પૂરેપૂરો લાભ ઉઠાવશે.

**સૌરાષ્ટ્ર.**

*

ગૂજરાતમાં સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું; ત્યારપછી નવજીવન પ્રકાશન મંદિર તરફથી તેથી પણ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું; અને હવે પ્રસ્થાન કાર્યાલય તરફથી તેથી પણ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવે છે તે જોઇ કયા સાહિત્યપ્રેમીને આનંદ નહિ થાય ?

**નૂતન ગુજરાત**

*

સરસ્વતી ગ્રન્થમાળા ધગધગતી રાષ્ટ્રીય ભાવના, સ્વાર્પણનાં ઉત્સાહ અને દેશાભિમાનનાં ઓજસ પ્રગટાવતું સાહિત્ય ગુજરાતીમાં પ્રસરાવવાના કામમાં સુંદર સેવા કરતી રહી છે.

**બ્રહ્મદેશ**

# અમારું ક્રાન્તિકારી સાહિત્ય

| | |
|---|---|
| ક્રાન્તિ | ૦—૬—૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦—૩—૦ |
| '૧૮૫૭' (બળવાની બીજી બાજુ) | ૦—૩—૬ |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | ૦—૬—૦ |
| અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | ૦—૪—૦ |
| વીરની હાકલ | ૦—૧૨—૦ |
| કોરીઆની લડત | ૦—૩—૦ |
| રાષ્ટ્રગીત | ૦—૧૨—૦ |
| કારાવાસની કહાણી | ૦—૧૨—૦ |
| ખેડાની લડત | ૧—૮—૦ |
| ચંપારણ્યમાં ગાંધીજી | ૧—૮—૦ |
| અસહકાર | ૨—૮—૦ |
| ધર્મયુદ્ધનું રહસ્ય | ૦—૨—૦ |
| તપસ્વીનાં તાતાં તીર | ૦—૧—૬ |

## બીજાં પુસ્તકો

| | |
|---|---|
| દ્વિરેફની વાતો | ૧—૪—૦ |
| ચુંબન અને બીજી વાતો | ૧—૪—૦ |
| ગાંધી મણિમહોત્સવાંક | ૧—૪—૦ |
| રામ અને કૃષ્ણ | ૦—૧૦—૦ |
| બુદ્ધ અને મહાવીર | ૦—૮—૦ |
| મદિરાપ્રતાપ (કાચું) | ૧—૪—૦ |
| ,, ,, (પાકું) | ૧—૮—૦ |
| અનંતા | ૦—૮—૦ |

પ્રસ્થાન ફાઇલો

પુ. ૧—૨—૩—૫—૬—૭—૮—૯. દરેકના ૩—૦—૦

**દરેક રાષ્ટ્રપ્રેમી સ્ત્રી-પુરુષે આ પુસ્તકો વાંચવાં જ જોઈએ.**

**પ્રસ્થાન કાર્યાલય** : પારસી અગિયારી સામે : **અમદાવાદ**